

# હિંદના દેશભક્ત દાદા.

કર્તા હરમોસ.

# હિંદના દાદા.



રચનાર—"હરમીસ."

**હોરમસજી સોરાબજી મીસ્ત્રી,**

"મિનોઇ મઝાહુ"—મધુરિકા—" કિયાની કિર્તન,"
"સગન સંગિત" "રેહબરે રોશની" "દાદરનું
દાસ્તાન," "ભાવિક ભકિત," નસીબનો નાઝ
યાને તગદીરનો તલેસમ"ના કર્તા.

"ડાન" ફોટોગ્રાફીક સ્ટુડયોના આર્ટીસ્ટ.

ગોવાલ્યા તલાવ, મુંબાઇ



ચોપડીના—તથા ગાયનોને ફોનોગ્રાફમાં લેવાના સર્વ હક
કર્તાને સ્વાધીન છે.

---

૧૯૧૭.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ
કૅપટન પ્રિતીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ,
મુંબઇમાં મી૦ મેહરજી બેહરામજી મીઠાઇવાલાએ
છાપ્યું છે, અને મી૦ હોરમસજી શેરાબજી
મીસ્ત્રીએ દીસોઝા બીલદીંગ, ગોવાલ્યા તલાવ,
મુંબઇ મધે પોતાને માટે પ્રગટ કીધું.

# પ્રસ્તાવના.

આ પુસ્તકના પ્રગટકર્ત્તા તરફથી ઓનરેબલ સર દીનશા એદલજી વાચ્છાને વિનંતી કરવામાં આવેલી કે તેમણે તેમના નહાનકડા પુસ્તકને એક ન્હાનકડી પ્રસ્તાવના લખી આપવી. મરહુમ દાદાભાઇના મિત્ર તરીકે એ કામને માટે સર દીનશા દરેક રીતે લાયક હતા, પરંતુ તેમણે એ કામ પોતાને માથે ન ઉપાડી લેતાં પ્રગટકર્ત્તાને એક ચીઠી આપી મારો હવાલો આપ્યો અને મને ભલામણ કરી કે મરહુમ પ્રત્યેના ભક્તિભાવને માન આપી મારે થોડા શબ્દો લખી આપવા. સર દીનશાની ભલામણ કબૂલ કરી તેમના વિચાર અને તેમના લખાણની જગા લેવા હીમત કરવી એ કેટલું "બેહુદું" કામ છે તે હું સમજું છું, પરંતુ સર દીનશાના હુકમ આગળ બીજો ઉપાય રહ્યો ન હોવાથી વાંચકને નીચલા બે શબ્દો વાંચતાં કાંઇ પણ ખામી જણાય તો તેને માટે મને દોષ ન દેતાં વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખવી એવી વિનંતી છે.

ડોકટર દાદાભાઈની જીંદગીનો ટુંક અહેવાલ આ સાથે કવિતા રૂપે આપવામાં આવ્યો છે. કવિતા જુની પારસી ઢબની છે. મરહુમ મનસુખ અને તેના સાથીઓ એવી જાતની કવિતા લખતા હતા, અને કવિતાનું મૂળ રૂપ ફારસી સાહિત્યના અમુક અંશ ઉપર ઘડાએલું હોવાથી હિંદુઓને તે ઝાઝું પસંદ આવતું નહિ હોય એમ બનવાજોગ છે, કારણ તેઓ તે ધાટીને ટેવાયલા નથી. કાવ્યની ઢબ કેવી છે અને કેવી નહિ, અને એ કાવ્ય કાનને ગમે છે કે નહિ અથવા તો એ પ્રકારના કાવ્યના બંધારણ વગેરેની કસોટીમાંથી બરાબર ફતેહમંદ થઇ બહાર પડે છે કે નહિ એવી એવી કેવળ સાહિત્યનીજ બાબતો દૂર રાખી કાવ્યનો કર્ત્તા શું કહેવા માગે છે તેજ શોધી કાઢવાની ઇચ્છાથી એ

ધ્યાનથી વાંચવું એવી મારી ભલામણ છે. જો માત્ર તેટલું જ કરવામાં આવે તો લેખકની મતલબ પાર પડી છે એમ વાંચકને જણાશે, કારણ લેખકની મતલબ મરહુમની જીંદગીના મુખ્ય મુખ્ય બનાવો ગણાવી જઈ તેમના ગુણ ગાવાનો છે અને તે ઘણે દરજ્જે સફળ થઇ છે.

પૂજ્ય દાદાભાઇ માટે જેટલું લખીએ તેટલું થોડું. સમજણા થયા પછી તેમની લાંબી જીંદગીનું એક પણ વર્ષ કાંઇ પણ ઉપયોગી કાર્ય કર્યા વગર ગયું નથી; એવા ભાગ્યશાળી પુરૂષની જીંદગીનું વૃત્તાન્ત ન પ્રસ્તાવનાના બે બોલમાં લખાય કે ન એક ટૂંક કાવ્યની પાંચશે યા હજાર કડીમાં સમાવાય. હિંદુસ્તાન, ગ્રેટબ્રીટન, પૂર્વ અને દક્ષિણ આફ્રીકા, ચીન, જાપાન, જાવા, મનીલા, ફ્રાન્સ કે કેનેડા જ્યાં જ્યાં હિંદુસ્તાનનો એક પણ વતની (પછી તે હિંદુ, પારસી કે મુસલમાન, હો તોપણ શું થયું) વસતો હશે તેને ભાગ્યેજ મરહુમના મોતના સમાચાર સાંભળીને પોતાના નજીકના સગાના મોતના સમાચાર સાંભળીને દુઃખ થાય તેટલું નહિ થયું હોય. ન્હાના બાળકથી માંડી ઉમરે પહોંચેલા વૃદ્ધ સુધી હિંદનો કયો એવો વતની હશે કે જેણે એ પવિત્ર પુરૂષના આત્મભોગનો ઇતિહાસ નહિ સાંભળ્યો હોય? હિંદુસ્તાનની ત્રણે મોટી કોમ એમને પૂજતી હતી, એમના પર વ્હાલ રાખતી હતી અને છેવટ છેવટ એમને ઇશ્વર હજુ વધારે લાંબું આયુષ્ય આપે અને સુખમાં એમના છેલ્લા દીવસ નિર્ગમન કરાવે એવી દરરોજ પ્રાર્થના કરતી હતી.

મરહુમ આ પ્રમાણે દેવની પેઠે પૂજાતા તેનું કારણ શું? ખુદ હિંદુસ્તાનના વતની ઉપરાંત હિંદુસ્તાનના મ્હોટા મ્હોટા હાકેમ, લોર્ડ હાર્ડીંજ અને લોર્ડ વીલીંગડન જેવા પણ ખાસ એમની મુલાકાત લઈ પોતાને કૃતકૃત્ય થએલા સમજતા તેનો ખરેખરો અ શું? આ પ્રશ્નનો જવાબ એકજ છે, અને તે

એજ કે એમની અતિ સ્વદેશપ્રેમી, સ્વાર્થરહિત જીંદગી, અને માત્ર એકજ નેમ નજર આગળ રાખી તે પ્રમાણે ચાલવાનો મક્કમ ઠરાવઃ એ નેમ અથવા આદર્શ તે સ્વદેશહિત, હિંદનું ભલું. એ હિત પ્રાપ્ત કરાવવાને એમને કેટલી કેટલી મુસીબતો વેઠવી પડેલી, કેટલી કેટલી મુશ્કેલીઓ અને આપત્તિઓમાંથી પસાર થવું પડેલું અને છેવટ તે સઘળાંનું કેવું શુભ પરિણામ આવેલું તેનો ચીતાર એમની જીંદગીનું ગમે તેવું ટૂંકું વૃત્તાન્ત હશે તો તેમાંથી પણ મળી આવશે. જે અંગ્રેજ પ્રજાના એક મ્હોટા પક્ષના નેતાએ એમને "કાળો માણસ" કહી તિરસ્કાર કરી એમની અવગણના કરેલી તેજ અંગ્રેજ પ્રજાના મહાન માણસો છેવટે એમના દૃષ્ટિબિંદુની સત્યતાને માન આપી એમને મળવા આવતાં શરમાયા નહિ. જે સરકાર આજથી ત્રીસ વરસ પર એમની હિંદુસ્તાનને કેટલીએક બાબતમાં સ્વરાજ્ય આપવા બદલની મધ્યમ માગણીઓનો અનાદર કરતી હતી તેજ સરકારના અમલદારો આજે તેમના શબ્દો સંભારે છે, અને લોર્ડ વીલીંગડન જેવા ભલા હાકેમો પ્રસિધ્ધ રીતે કહે છે કે દા. દાદાભાઇના શબ્દો સંભારો, અને તેમને પગલે ચાલો, તેમ કરશો તોજ તમારો ઉધ્ધાર થશે.

દા. દાદાભાઇએ જે જે કાર્ય કરવાનાં માથે લીધેલાં, જેને જેને હાથ લગાડેલો તે તે કાર્યનાં તેઓ એવાં ઉંડાં મૂળ રોપી ગયા છે કે હજુ સુધી તે કાર્યરૂપી વૃક્ષ પૂર જોરમાં જીવતું રહી પોતાનાં મીઠાં ફળ સૌને ચખાડતું રહ્યું છે. ધી સ્ટુડંટસ સાયંટીફીક એન્ડ લીટરરી સોસાયટીની કન્યાશાળા, કે જ્ઞાન પ્રસારક મંડલી, કે રાસ્ત ગોફ્તાર ન્યુસપેપર, કે ધી ઇંડીઅન નેશનલ કોંગ્રેસ, કે લંડનની કોંગ્રેસની કમીટી, એવી એવી ઘણી સંસ્થાઓ એમના વડેજ હસ્તીમાં આવી હજુ ઉપયોગી કામ કરી જાય છે, અને એમની દૂરદર્શિતાનો જીવતો જાગતો પુરાવો એ ખાતાંઓ પૂરો પાડે છે.

મરહુમની જીંદગીની સરળતા, સ્વભાવની નિર્દોષતા, વર્તણૂકની સાદાઇ, અભિમાન અથવા તો હુંપદની બિલકુલ ગેરહાજરી, જાહેર જીંદગીમાં નિષ્કપટ, વગેરે કેટલાક પ્રચંડ સદ્દગુણો વડે હિંદુઓના મનથી તો એઓ દેવની પદવિએ પહોંચ્યા હતા. એમના ગુજરવા બાદ દુનીઆના તેમજ હિંદુસ્તાનના ઘણા ભાગમાં તથા ન્હાનાં મ્હોટાં શહેર અને ગામડામાં એમની યાદમાં અસંખ્ય સભાએ ભરવામાં આવેલી; પરંતુ તે સઘળી સભાઓમાં મદરાસની સભા જેમાં ત્યાંના વયોવૃધ્ધ ઉચ બ્રાહ્મણ જ્ઞાતીના નેતા, ત્યાંની હાઇ કોરટના માજી જડજ સર સુબ્રાહ્મણ્ય આયરે પ્રમુખપદેથી જે ભાષણ આપેલું તે ભાષણની બરોબરી કોઇ પણ સભામાં થઈ શકી નથી. સર સુબ્રાહ્મણ્યનું કહેવું છે કે મરહુમને The Grand Old Man of India કહેવા ન જોઇએ, કારણ તેમ કરવામાં આપણે વિલાયતના એક મ્હાન રાજદ્વારી નરને એ શબ્દો લાગુ પાડવામાં આવતા હતા તેનું અનુકરણ કરતા કહેવાઇએ. તે નરના કરતાં પણ મરહુમના ગુણો વધારે ઉચ્ચ અને વધારે દૈવી હતા. આપણે હિંદુઓએ તો તેમને મહર્ષિ અથવા તો સંત કહેવા જોઇએ. મરહુમને લોર્ડ સોલ્સબરીએ "કાળા માણસ" કહેલા તે તદ્દન તેમની આંખના દોષને લીધે હોવું જોઇએ એવું સર સુબ્રાહ્મણ્યનું માનવું છે. કારણ અસલી આર્ય જાતીમાંથી ઉતરી આવેલા શુધ્ધ કાશ્મીરી પંડીતોની ચામડીના ચકચકતા રંગ જેવો (શ્વેત અને પીત મિશ્રિત) ધોળાશ અને પીળાશની ભભક મારતો તેમનો ચેહેરો પુરાતન આર્ય વીરોની યાદદાસ્ત કરાવતો હતો. વેસાવે વાનપ્રસ્થ થઇ રહેલા એ મહાન રાજદ્વારી યોદ્ધાનો જો કોઈપણ યોદ્ધા જોડે મુકાબલો થઇ શકે તો સર સુબ્રાહ્મણ્યનું કહેવું એવું છે કે તે મહાભારતના પૂજ્ય, જેને દોસ્ત અને દુશ્મન, મિત્ર અને શત્રુ, બંને પૂજતા હતા એવા પરમ પૂજ્ય, પરમ પવિત્ર, પિતામહ ભીષ્મ જોડેજ કરી શકાય.

એક ગુજરાતી કવિ (જુઓ બુદ્ધિ પ્રકાશ, જુલાઇ ૧૯૧૭ પૃષ્ઠ બીજું કેશવ હ. શેઠની "દાદાનો દેહોત્સર્ગ" એ નામની કવિતા) પણ એમજ કહે છે.

"ભારત વર્ષે ભીષ્મ ન છાજ્યો ! પાર્ષદ શોભ્યા ન થોડું !
ખોટ ખમી શકયા શું ન દેવો ! અમુલખ "ફૂળ" અમ તોડયું !
ખોજ્યું દુરલભ મળવું ચાંહી !
મહર્ષિ એકજ દાદાભાઇ ! તપોબળી એકજ—"

ભીષ્મ પિતામહનું ચરિત્ર દુનીઆની મહાન વ્યક્તિઓ ક્રાઈસ્ટ, જરથુસ્ત, જેવાઓના ચરિત્ર જેવું ઉચ્ચ, અને પવિત્ર છે; રણમાં પડયા પડયા પણ પોતાનો દેવાંશ તેઓ જાળવી શકયા હતા; એવા મહાન નરના આત્માને જેવી શાંતિ મળી તેવીજ શાંતિ ઇશ્વર મરહુમ દાદાભાઇના આત્માને આપો એવી પ્રાર્થના હિંદુસ્તાનના દરેક રેહવાસીના હૃદયમાંથી નીકળતી રહી છે અને રહેશે. મરહુમ દાદાભાઈ ગયા પરંતુ તેમનો અમર આત્મા તો આપણને અદ્રશ્ય રહીને પણ સન્માર્ગે દોરવશેજ, એમની જીંદગીના અમૂલ્ય બનાવો આપણી સામે દાખલા રૂપે ઉભા રહી સદાએ આપણને દેશ સેવાને રસ્તે ચઢાવશેજ એ વાત નિઃસંદેહ છે, અને એવી દ્રઢ શ્રધ્ધાથી એવા માતબર યકીનથી, આશા છે કે, દરેક વાંચક આ પુસ્તક માંહેનો મજકૂર વાંચશે.

મુંબઈ
તા૦ ૧૭ મી સપ્ટેંબર ૧૯૧૭ } કૃષ્ણલાલ મોહનલાલ જવેરી.

# બે બોલ.

પ્રિય વાંચક, ત્હારી સનમુખ આ પુસ્તક ધરતાં, એક મ્હાન નર, કે જે કુલ જગતના વિશાળ ભાગોમાં, માન અને પાન, પ્રેમ અને પ્રીત, ચાહ અને વિશ્વાસ મેળવી ગયો છે, તે માટે વિચાર થાય છે કે "શું ખરેખર, તે આ જગમાથી ચાલી ગયો છે"? હા ! તે નર, (નવસારીમાં જનમ પામેલો) "હીંદી હીરો કહો, કે હીંદનો હીરો કહો, હીંદનો દાદો કહો, કે વિશ્વનો વીર કહો," તે ચાલી ગયો છે, પણ પોતાની લાંબી ઝલકતી કારકીર્દીની હારમાળા પોતાની પાછળ, ધર્મમાં, ન્યાયમાં, ઉચ રાજ્ય, અને ખાનગી સ્થાનમાં, કૉલેજમાં, શાળામાં, બાગ બગીચામાં, લાયબ્રેરી અને મ્યુઝીયમમાં, રાજાઓ અને મહાન નરોને ત્યાં, હાકેમો અને ઉમરાવોને ત્યાં, અદના અને આલાને માટે, બાળક અને બાળાઓને માટે, રાજદ્વારી અને સત્તાધિકારીઓ માટે મેલી ગયો છે. હીંદ અને લંડનમાં એવુ એકપણ સ્થાન નથી, એવું મંડળ નથી, એવી કલબ નથી, એવી એૅશોશીએશન નથી, જ્યાં, તે હીંદી દાદાનું પ્યારૂં નામ પહોંચ્યું ન હોય. એક ઘસદઓદ કરતા શિક્ષકથી વધી, જીંદગીના તમકકે, તબકકે, "નેકવિચાર, નેકજબાન નેક કામ" કરતો, મ્યુનીસીપાલ, ધારાસભા, રાજયના વજીરપદથી, છેક બ્રીટીષ અચલ ન્યાય ધરાવતી મ્હાન પારલામેૅન્ટમાં બીરાજી ગયો છે, એટલુંજ નહિં પણ સઘળો માન, ચાહ, પ્યાર, અને ચેતબાર મેળવી આ જહાંનથી ગયો છે.

યોગીઓ, મહંતો, સંતો, મુનીઓ, પેયગમબરો થયા છે, એક નહિં પણ અનેક ! થયા છે, અને ગયા છે, જેઓ પોતાની રોશનીનાં બળથી જે ભાગમાં પેદા પડયા હતા, ત્યાંથી ભક્તિભાવ મેળવી ગયા છે જયારે તેઓનાં બળવંત (Aura) યાને ખુરેહના ઝલકાતથી તેઓના શાગેંદો આજે પ્રકાશે છે. તેવા એક સર્વોતમ શાગેંદ તે આ નર, આ હીંદી હીરો, આ પ્યારો "દાદી," યાને "હીંદના માનવંત

દાદા," જાતને પરજાતને, દેશને પરદેશને, રૈયતના વડીલોને, રાજ્યના આલા મુત્સદ્દીઓને, દેશી રાજ્ય પતિઓને, તેમજ ખુદ અંગ્રેજ શાહેનશાહતના આલા ઉમરાવો, વજીરોને, ઇમાનની જ્ઞાનની, આળા કુશળતાની, રાજ્યદ્દુવારી કુનેહની નિશાણુ આપી, ચાહ સાથે પમરી ગયો છે, હજારો વર્ષોની હારમાળા જોશું, તોએ કદાપીજ એવાં નર જેવી કારકીર્દી વાંચીશું.

હા, હવે તે નર તો નજરથી ગયો છે, પણ પોતાની પાછળ અણદીઠ સાંકળ મેળી ગયો છે, અણદીઠ ગુણ શિખવી ગયો છે તે ટુંકમાં જણાવવા રજા ચાહુ તો એજ કે **"બ્રીટનના સાચ્ચા ન્યાય પર અખંડ ઇતબાર રાખો."**

" **સાલસબરી** જેવા લોર્ડના, ચામડીની સુંગના અનાદરમાં, બ્રીટનના ખરા ઝલકતા હીરાઓ પ્રકાશી નિકળ્યા, એટલુંજ નહિં, ગોયા હીંદના હીરાને જોવા ઉંઘમાંથી બીદાર થયા હોય, તેમજ આ મહાન નરના બાબમાં બન્યું. પણ તેવા લૉર્ડના ટીકાથી જરાબી ડગમગી ન જતાં, પોતાના પાક પેદા કરનાર ઉપર રાખેલા વિશ્વાસ જેટલોજ તે વીરે, ધીર સાથ, **બ્રીટનના બહાદુર, સાચ્ચા, ન્યાયી અધીકારીઓ ઉપર** એટલુંજ નહિં, પણ **બ્રીટનના રાજપતિ ઉપર વિશ્વાસ** રાખ્યો, અને ધીરતા ભોગવતાં ગુણ સાંથ, પોતાની પાક ઝહેમતની પ્રભુતા મેળવી, પોતાના પેદા કરનારની આગળ જવા અગાઉ, પાક કીર્તી મેળવી ગયો.

પોતાની જે "હદ" હતી, તે ન ઓળંગતા, સદા સંપ સાથે ગમે એવા આચકા શીરપર લીધા, પણ બા હીમ્મતથી, પોતાના જ્ઞાની દુશ્મનોની (જો એમના કોઈ હોય તો) કિમ્મત કરતો આગળ વધ્યો. **સરકારને પોતાની "માતા" ગણી,** હંમેશ લાડ સાથ તે આગળ વધ્યો. માતાના કદાપી થયલા ક્રોધને, બાળક સમ પટાવી લઇ, **ચાહ મેળવ્યો,** તેજ માતા **(સરકારે) એ ભલાં સીર ઉપર** શી નવાજેશ કરવાની બાકી રાખી છે?

સરકાર આપણી માતા છે, તે માતા જો ક્રોધ કરતી હશે, તોએ પણ આપણા સારાંજ કીજે. આપણને કડવું દેતી હશે, તેપણ આપણા ભલાં કીજે, અને સદાકાળ યાદ રાખવું, કે તેજ તેજ "માતા (સરકાર) આપણી અભિલાષા," વખત આવવે પુરી પાડશે, પાડશેજ !

માતા ભુલ કરે નહિં, એ વાત માતા પોતેજ કબુલ રાખશે નહિં. છતાં, તેજ માતા વખત આવવે, પોતાના બાળકોને કદી વીસરશે ? ના, કદી નહિં. જ્યારે તે મહાન નર પોતાની તીવ્ર ચક્ષુથી જોઇ વળ્યો, કે "માતા તેજ આપણું કર્મની દાતા" ત્યારે તેજ અને તેવીજ રીતે આ નાનડી કલમ જોતાં શીખી છે, અને પોતાના વડીલ, અને સરકાર માટે ભિત્તરના ઉડાનથી, ઘણુંજ ઉંચું માન ધરાવતી રહી છે, અને રહેશે !

ઉતાવળની આવેશમાં આપણે 'હદ,' બહુજ નજદીક જોતા હોય, તેમ દીસે છે, તે "હદ" મેળવવા કાંઇ ઘણુંજ સહેલું લાગે છે, પણ જગતમાં પેદા થતા બધાજ સંત નથી, તેમ, જે "હદ" એકાદે જોઇ, તે સર્વે માટે, તેજ અને એખલી તેજ 'હદ' ખરી નથી.

ધર્મ કહે છે કે માતા, તેજ આપણા પ્રભુ પિતાની પ્રતિમા છે તો, પ્રભુ પિતાની પ્રતિમા, તે પણ આપણો રાજ્યપતિ, અને તેની સેવા કરવી, તેની ઉપર પાક મને જોવું, એ પિતાને મળવા યા મેળવવા જવા આગમજનું અગત્યનું પ્રથમ પગઠીયું છે, જે સઘળું આ ભલો "હીંદી હીરો, હીંદનો દાદો" જાણતો હતો-માનતો હતો, તે પ્રમાણે વર્તતો હતો.

અગર તે ભલા "હીંદના દાદા" પાછળ, સદાનો કીર્તીનો સ્થંભ, શાંતપણે સાચવવાને "ધીરતા" હોય, તો તે માટેનો સબળો જુસ્સો, અંગ્રેજી રાજ્યની કીર્તી અમ્મર રહે, તેની સહાયતા કરવામાં વાપડવો. તેના ઉપર આવી પડેલા હાદેસાંઓને ધીરજની નજરે જોઇ, મદદ કરી, તેના બિકટ માર્ગને આસાન કરવા, સર્વે કોમના "વીરો" એકઠા થશે, જેથી આ ગુજર પામેલા મહાન નરનો, હાલ

પરલોકમાં વસેલો રૂહ, ખુશ થઈ પોતાની કીર્તીનો મરણ પછીનો પણ પાયો, સલામત, રચાયલો ખ્યાલી, તે મિનોઈ જહાને પણ આનંદ રહેશે.

"રાનાડે," જેવા ભલા અને ગુણી, "તેલંગ" જેવા આગ્રહી અને મલતાવડા, "બદ્રુદીન" જેવા ન્યાયને શોભાવનાર, તેમજ રાજ્યદ્વારી નર, "ગોખલે ધી ગુડ" તેમજ સર ફીરોજશા મહેતા જેવા સિંહરાજ સર દાવર જેવા ધાર્મીક અને માર્મીક લાગણીવાલા આ હીંદના દાદાના પુત્રો મિસાલ, પિતાને પાછળ મેલી ગુજર પામ્યા છે, ત્યારે તો ઘણુંજ અવસ્યનું છે કે બીજા પુત્રોએ, એ પિતાના મરણ પછી એક વડીલ પુત્રપદ મેળવી, આ હીંદની કીર્તીને ઝલકતું જેમ દેશ ભક્તિની સાચ્ચી સેવા દેવા, બહાર પડી સરકાર માતાના કામને યશજશ દેવા, જેથી તે સઘળા મરહુમોની કીર્તીનો સ્થંભ ઝલકતો કરવા, સાથે તેયાર થશે અને ગુજર પામેલા આવા મહાન નરોના કામને આગળ વધેલું જોશો.

સેવટે આ નાનકડી કલમનો અદના કર્તા, નાનકડા પુસ્તકની પ્રયાસ, સાથ ચાહે છે કે તે "મરહુમથી (મિનોઇના મિત્રો વરસ્તા રહે કે, ભલી બ્રીટીશ ધજા આપણી વ્હાલી હીંદ ભુમી ઉપર યશ અને જશથી ઝલકતી રહે!"

એવા એક પ્રતાપી ભલા પાક નરની જીંદગીનો ટુંક એહવાલ પદમા રચી, આ નાનકડી કલમ, એક નાની યાદી "હીંદનો હીરો' જાલવવા ચાહે છે. દરેકને, દેશભકતની જીંદગીની વિગત મેળવવી મુશકેલ છે, ત્યારે આ ટુંક સિંગાર, ટુંકામાં પતાવી લેવા ઉમેદ થઈ, કે સહેલ અને સર્વને, યાદી જાલવવા બની શકે.

(આ કવિતા રૂપ, હીંદી દાદાની જીંદગીનો સાર પ્રીય "જામે"ના સતારો માહેથી ટાકયો છે કે જે મી. પેમાસ્તરની નાદર કલમથી, મરહુમ માટે અપાયો છે.)

આ મુજ તરફનું નવમું પુસ્તક છે, અને તે અગાઉના મ્હારા પુસ્તકોને, ભલા વાંચકોએ જેમ ટેકો આપ્યો છે, તેમ આપી આભારી કરશે.

કુલ જગત પર સંપ અને સલાહ રહો!

તાબેદાર "હરમીસ."

# હીંદના દાદા

## યાને

## ડૉ૦ દાદાભાઈ-નવરોજી-એલ. એલ. ડી.

### "દાદીના બાળપણના સિંગાર"

### તાબેદારી, સચ્ચાઇ, ખંત, પ્રમાણીકપણું, ઉમંગ.

બાળક વયથીજ **"કોમળ કળી"**
ખીલી અતી રીત રાખી ભલી.
ખંત અને ધીરે ધર્યું રે મન
**"કસની કસોટી"**માં કસ્યું રે તન
**"સત્ય"**ને સાથેજ રાખી હ્રદય
તેથીજ જીંદગી ટાળી અભય
**"ધર્મ અને પ્રેમ"** રગમાં ભરી
**"પ્રભુના આશ્રયની આશા"** ધરી
સમાવ્યા હજારો ગુણીના સબક
ઇઝ્ઝત માન, પ્રીતીના જાળવ્યા હક
**"પ્રકાશ,"** મનમાં ગ્રહન લીધો જરૂર
રાખ્યો ન તેને મદ ને ગુરૂર
અભિલાષા રાખી કે સેવક બને
પોતાથી બીજાને કીમતી ગણે
**"જ્ઞાન સાથ ધર્મ"** સાચવ્યો પાસ
ખુશીજ દેવા તે ફર્યો ચોપાસ

### "દાદીના જુવાનીના સિંગાર"

### જ્ઞાન પ્રકાશ, સામાન્ય સુધારા, ધર્મ-રાસ્તી, અને પ્રેમ.

પુખ્ત મન કરી સાથ ધર્યું રે તન
ગયો તે ભલાં કાજ વતને વતન

શાક અને રંજનો ગમ ન હતો
તેમાંજ મોજ લઇ હર્ષીત થતો.
કદી ન કોઇ પર તે લાવ્યો રે શક
ન્યાયેજ દીઠો રે "હકનો રે હક"
પ્રથમ રચાવ્યા "જ્ઞાન કુંડ" વાહ
બાળાને શિક્ષણો દેવા જગા
ઉગાડયાં સપુતો માટે રે "દ્વાર"
આજ દેશ ભકતો ફીદા વારવાર
ગુરૂનો તે શિષ્ય, થયો મન દઇ
બિકટ સ્થાને બેઠો તે ભણવાને જઇ
માન્યો મનાવ્યો "બ્રિટન ન્યાયે સત"
તેમાંજ તેમાંજ માન્યું રે પત
વિશ્વાસ ને આસ ત્યાં પર ધરી
"બ્રિટિશ સચ્ચાઇની" કિમ્મત કરી
સોપ્યું તે કાજ પ્રીત તો અખંડ
ગાજે તે પ્રીતે "એશીઆ રે ખંડ"

**"દાદીના ભર વય સિંગાર"**

**યકીન, હિમ્મત, હિંદને સાચ્ચી મદદ.**

બોલ્યો રે હર વાતે સતના હરફ
પ્રીતી ધરી તેને રાજય તરફ
દેખાંડી ટાંકયો કે બ્રિટિશ ન્યાય
હરદમ સત્યની સેવાજ ગાય
આપ્યા રે બોધો કે "સેવા કરો!"
અખંડ પ્રીતીને "રાજયે ધરો!"
ને આપો તે "રાજય પિતાને માન"
તેથીજ ફળશે ખરો અરમાન
સાચો સલાહકાર સંપ સુખનો
કાપ્યો જગે જગ કંપ દુખનો
સચ્ચાઇ માટેજ કીધી મદાર
જુવાની સત જોમે કીધી પસાર

શીખવી ગયો છે તે એવારે બોધ
ચાલો, તો વહેશેજ સુખનાજ ધોધ
દાદાએ દહેસ્તનાં બાંજ્યાંરે ભાગ
જેમાં સપુત માટે કીધા રે લાગ

"દાદીના વૃદ્ધ વય સિંગાર"

**આસ્ય, આશા, ભરૂસો, બોધ, વિવેક, ટેક**

**અને આરામ.**

જોશો રે શાળાએ દાદીનો હાથ
વળી પાઠશાળામાં એનો સંગાત
કીધા એક અનેકોને સતથીજ મ્હાત
સ્થાપી અનેક સ્થાનો નેક ભાત ભાત
અદાલત, ને રાજ્યમાં તેની લગામ
હીંદ કાજ લડયો ભલો નેક નામ
મંડળે કર્યાં અજબ રૂપ ટેક
શિખવ્યો સઘળેજ **સિધ્ધો વિવેક**
પમરતા રહયા છે સ્થાનો હજાર
"**કીર્તીના મોજાઓ**" કર્યા છે પાર
ગુણુને ગુંદાવી જુવાન વયમાં
બુધ્ધાપો લાવ્યો "**શરત જયમાં**"
પિતાશ્રી થયો તે હીંદ ભકતને
ડાહયો ને સ્થાનો તે સુવખ્તને
ટાંકી રે નેમો હીંદ પુત્રો કાજ
કે હીંદનીજ ટકશે રે તેઓથી લાજ
દેખાડયો "**બ્રિટિશનો સાચ્ચોજ સાજ**"
દેશ સુખ શાંતિનો ત્યાં છે ઇલાજ
સપુતો હતા કોઇ એકને હજાર
ગાશે રે કીર્તી હર વારવાર
ને "૨૯" તે જેહાન આજ **શાદમાન છે**
**રાજપર જો પ્રજાનો જયપે ઇમાન છે**

હતા જે સપુતો તે પહેલાં ગયા
હજી પણ ઘણાકોરે પાછળ રહયા
ગયા, તેમા પ્યારા હતા નામ વાહ
આજે તો મેળવી છે સ્વર્ગે જગા
**"શનાડે ને તેલંગ"**ના મોહક ચિતાર
પાછળ શોભાવે છે ન્યાયનાંજ દ્વાર
**"ગ્રોખલે શ્રી ગુડ" અને નેક "બદ્દરૂદ્દીન"**
આજે તેઓ વિન મન રહે છે ખીન્ન
**"દાવર"** ને **"તેલંગ"** જેવા મ્હાન નર
પિતા પગળે ચાલીને કીધી કદર
**વનરાજ જેવો ગરજતો જે પુત**
**" ફીરોજશાહનો "**છે આજ ખરેખર રે ખુટ
ધરી નેક ચિત્તે એક "રોશન બતી"
**"હીંદના સપુતોની બદલે ગતી"**

**"દાદીના મરણુ સિંગાર"**

**હીંદ અને બ્રિટનના, દેશ અને પરદેશના આશિષ.**

**"શાન્તિ અને સ્વર્ગ"**

સાંધ્યું છે હીંદ માટે એવું રે રૂપ
છાંયો છે શિતળ, નથી કાંઇ ધુપ
ઉઠો રે . સપુતો, પિતાશ્રીને કાજ
ધરો રે ઉમંગે પિતાનાજ કાજ
ભલા, તે પિતાના સપુતો અનેક
સાચવો, શિખ્યો પિતાએ જે ટેક
ચાલો તે **દાદાના** નેક પગળે
લ્યો યાદી **દાદાની** તમ સઘળે
ને મળો **બ્રિટનની** ઉડાવી ધજા
દીપાવો ખુશાલીએ **હીંદી પ્રજા**
ધસો ને દીપાવો, જે **" રોશન મસાલ "**
**દાદાએ** સલગાવી રાખી જે લાલ

તે રોશન મસાલે ભરી છે **મલાલ**
તેમા ભરી કીર્તી “**હીંદના હુલાલ**”
જન્મયું આ બાળક જેમ નિર્દોષ છોડ
રાખ્યો મરણુ ટક નિર્દોષ તોડ

નેમો જે જીંદગીની છાતી હતી.
કે ફેરવવી હીંદની મતિની ગતિ.
તે ફેરવીને મેળવ્યું **મનનુંજ સુખ**
**હીંદના ભલામાંજ તેની રે ભુખ**
આજે, તે નજરે નહી આવતો
બન્યો છે પ્રભુને મન ભાવતો.
પ્રભુએ નાખીથી તે પર **ફરજ**
પાલીને સાચવ્યું માન રજ રજ
વલટરે નાખ્યું છે બારી **કરજ**
જેમાં સમાવી છે **હીંદની ગરજ**
ને પાળો સપુતો, તે નેક નેમને
યશ જશ દેવો ખરે તેમને !
ચાહવો કે “મિનોઈનું ભોગવે સુખ”!
અનંત સમ જુવે **તે પ્રભુનુંજ મુખ**

---

જનમ મરણની નોંધ.

લખું ટુંક તારિખ તે વીરની
ગાવું હું તારીફ તે સીરની
જનમ નામ તેનું “દાદી” કહયું
“આબાદી” મેળી ને આજે ગયુ
ઓગણીસે સત્તરની ત્રીસમી તે જુન
હીંદે અનુભવ્યો કાળ રે જબુન !
મ્હા દેહ દસમો-ને દેપદીન દીવસ
દાદી અશો થાય-લઇ યશ જશ
બારસોને છેયાસી સાલ યઝદજર્દ
આરામ પામ્યો આ નેક મર્દ.

અઢારશેં ને પચીસ સુ સાલમાં
સપટેમબરની ચોઠીના સુ કાળમાં
જનમ જે થયો તે દિવસ તો "રવિ"
મરી તે ગયો, થઈ **કવિનો કવિ**
વડવાઓ મોબેદ, ભગર પંથના
કામો જે કર્યા, ખરા સંતના
ઉમ્મર વય ચારે પિતા સીર ગયો
**માતાની બરદાસે "દાદી"** રહયો
**"દાદીનો તે હીંદ દાદો"** થયો
હીંદ દેશ છોડી સદાનો ગયો
માતાની મહેનતે "નાવર" થયો
યકીન ઇમાને **"દાવર"** રહયો
પ્રથમ મુળમાંતો "મા" નોજ હાથ
જીંદગીએ વિંટીને, દીધો રે ગાંઠ
"માતાની માયા" માં દીધુ રે માન
પામી ગયો, તે **"જગત સનમાન!"**
**માતા સુમાર્ગ શિખવી ગઈ**
પુતની ગતિ, શોભવંતી થઇ
કેળવણીએ પુર્ય ખરૂ તન મન
આલમા માટેર–તે એલફીન્સટન
દીધી જગત કાજ જીંદગી તમામ
અમ્મર થયું **"હીંદ દાદા"** નું નામ.
રોકી લીધું ત્યાં ખરૂં ચિત્ત મન
સદા જ્ઞાન આશે કરી ગણગણ
ગણીત સાથ જ્ઞાને પ્રભુતા ભરી
**"સરસવત દેવીને"** હૃદે ધરી
(સર) અર્સકીન પેરીએ દીઠો આ છોડ
બૅરીસટર કરવાને કાઢીરે તોર
ભલા તે ગુણી નરે કાઢયોરે લાગ
કબુલ્યો ખરચવાને અરધો રે ભાગ

વેલાયત જઇ, ત્યાં આ પુત ભણે
વાંધો લીધો ત્યાં ખરે સૌ જણે
કારણુ એ પારસીઓ વટલી ગયા
સૌ કો પરીણામે નાખુશ રહયા
પડી વાત બાજુ રે આ કામની
શિક્ષકની પદવી મળી નામની !

સ્ટુડન્ટસ લીટરરી અને સાયન્ટીફીક સોસાયટી.

આગળ તે વધ્યો આ મંડળીની માહે
" દાદી " વધી ઉપ પ્રમુખ થાયે
એટલું કરી તે ન બેસી રહયો
શાળાઓ તે ત્રણ સ્થાપી રહયો
હતી એક એવી જે બાળા ને કાજ
ત્યાંથી રહયો બાળા બુધ્ધિનો સાજ
ભાષણો કર્યા અતિ જોરદાર
જેમાં હતા બહુ ગુણીલા વિચાર
સ્ટુડન્ટસ સોસાયટીની સેવા કરી
માનવંત મેમબરની ઉપમાં ધરી
જ્ઞાન પ્રસારકના માસિક માહે
" દાદી " ની બેહદ સેવાઓ જાય
અનેક સુ પ્રસંગે, અનેક રંગ સાથ
રાખ્યો " દાદી " એ સુ જ્ઞાને હાથ

બોર્ડ આફ એડયુકેશન.

એવી લડતોમાં જીત્યો રે ચાહ !
મદદનીસ પ્રોફેસરની પામી જગા
પામ્યો આ મંડળે એવી તો હદ
મેળવી લીધી ત્યાં જ્ઞાની સનદ
સંતોષ અને ચાહ મેળવ્યો ખાસ
ચાખ્યો વડીલથી ખરો વિશ્વાસ
ઝળકટી જેહમત ઝળકાવું નુર
માતાના ઓધોએ દીધુ આ સુર
શિક્ષક બની તે ગુરૂ બી થયો
**" દાદી "** દરેક દવારે ટોંચે ગયો

રાહાનુમાય માજદીયસ્તની સભા
સ્થાપવા દીધાં બળત્રંતા ખભાં
હતી નેમ તેની રીત્રાજો ઘડે
નબોજા રીત્રાજો એ "દાદી" લડે
પારશી મુશલમીન હુલડ. ફ્. કા. ઇન્સટીટયુટને સ્થાપી લેવા
"દાદા" એ લીધી હરોલે જગા.
પછી જે મુસલમીનસે હુલડ થયું
**દાદાની** ઝહેમતે બીલકુલ ગયું
લીધા રે સખ્ત અને રાસ્ત ઇલાજ
ગરીબોને ટાળી દીધી દીલ દાઝ
હાકેમની પાસે ગયુ અર્જ પત્ર
તરતના ઉપાયે ટળી ખટપટ
સરૂ થઈ પછી તો જુદી કારકીદી
"રાસ્ત પત્ર" સ્થાપ્યું. દીઠી "રાસ્ત પત્રે" ઓગણીસમી સદી
સુકાન "રાસ્ત"નું દાદીએ તો લીધું
મોજ સાથ હોંશે ગાજતું કીધું
દરેક કામ સાથ હામ હિમ્મત ધરી
પોતાના તન મનને કિમ્મત ભરી
હતુ કો ન કામ, જ્યાં દાદી ન હોય
"દાદી" વીના કામ કિમ્મત ખોય
વેપારી કામમાં સામેલગીરી વેપાર કરવાને લંડન ગયો
**કામાની કુંપનીના** જોડયો થયો
વળાવ્યો રે સાએ માન પાન દઈ
ઝળકતી સ્વારી તો લંડને ગઈ
વેપાર સાથ પામ્યો તે શિક્ષકનુ પદ
કૉલેજ મેળવ્યો, પ્રોફેસરનો હક
લંડન પાઠશાળાએ દીધી રે વાહ!
ગુજરાતી ભાષા શિખવવા જગા!
હીંદી અમલમાં ફેરફાર થયો હીંદના અમલે થયો ફેરફાર
**રાણીજીને હાથ** ગયો કારભાર

આથી હરખ સાથ ભર્યો ઉમંગ
"દાદી" એ હીંદે ઉડાવ્યો રે રંગ
ખુશાલીયે કાઢયો નવો તાર જોર
**વીકટોરીયા ગારડન્સ** માટે રે શોહોર
તે યાદીને કાયમ રાખવાને કાજ
"**મ્યુઝીયમ**" માટે ગજાવ્યો રે સાજ

સીવીલ સરવીસની ઉમ્મરમાં ફેર.

થયો જ્યારે સીવીલ સરવીસે ફેર
ઉમ્મરની બાંધે આવ્યો રે કહેર
તેવીસ બદલે બાવીસ રહયા
જેથી મી. વાહાડીઆના ચાનસીસ ગયા
લડીને જવાબ ચાહયો "દાદી" એ ઝટ
વાહડીઆની એમજ રહી ખટપટ
મેળવ્યો રાજ્યથી એવો જવાબ
કે સુચના વગર ન ફેરવશે લાભ
નીબંધો વાંચ્યા અનેક જાતના
પારસી રીવાજોના તેમાં હતા
કીધાં એમ કામો અનેક વાર વાર
**દાદી** ન ચાહે સ્વાર્થ પળ બાર

હીંદી ૩ માટે પુકાર.

લડત હીંદ "૩" માટે કીધી હતી
જેમાંજ હીંદની હતી સુ ગતિ
ખિલવણીએ માંગી રાજયની દાદ
હીંદ "૩" ને ખિલવીને કરવાને શાદ
વળી થઇ લડત હીંદના વૈદ્ય કાજ

હીંદી વઈદની શકિત બાબે ટીકા તેનો દાદાનો રડયો

હીંદના એ "દાદા" નો ગાજે અવાજ
વૈદકના કામે તો હીંદી સપુત
રાખે છે શકિતમાં ગુણનીજ ખુટ
છે નાલાયક, થંડીમાં કરવાને કામ
જેવું ત્યા જોયે, નથી તેવું હામ
આ માટે વીર પાછો લડવા ગયો
સત્તાનુ ધ્યાન ખેચી ઉભો થયો

હાકેમ પર આ ચુકાદો, ગયો
" દાદો " આ તૌરે રાજી રહયો

૧૮૬૧ લંડને પારસીની વસતી વધી
તૈયારી કીધી ફંદની બધી
તે માટે ફંદનું એક ત્રસ્ટ કીધું
જેમાં તો દાદીએ વડપણ લીધું
ખંત અને જેહેમતે આ કામ પાર
કીધુ, જે પારસીઓ માને આભાર

પ્રીન્સ ઑાલબર્ટનું મરણ

આ હીંગામ સાથેજ આવ્યો સેતમ
**રાજ્યની માતાપે** ભારીરે ગમ
ખોહયો તે માતાએ પ્યારો પતિ
**રાણીજીની** થઈ ગમનાક ગતિ
પારસીઓ ત્યાનારે ભેગા થયા
"ગમે" ભાગ લેવાને સામેલ રહયા
લખ્યો દીલાસો સંભાળે ખાસ
દીલસોજી દેવાજ રાખી રે આસ
અરે મોત માટે રે કો શું કરે !
**દાદાર સામે** શુ **ટક્કર ધરે !**
વળી જ્યારે મુંબઇ ફર્યા જે વાર

૧૮૬૪ મ્યુઝયમમાં શેઠ જગનનાઠનુ બાવલુ-શેરીફની સભા

હતી એક ફર્જ મુંબઇને દાર
હતુ એક યાદીને જાળવવા કામ
**જગન્નાઠ શેઠનું** ભલુ નેક નામ
મળી ત્યાં હતી નોંધ લેવા સભા
હતી ભેગા બળની ભલી દબદબા !
સોચન કીધી એક બાવલાંને કાજ
જેની વિરૂધ આવ્યો ઠાલી અવાજ
હતો તે અવાજ મી. મેકલીનનો
સામેલ હતો સાથ એનસટીનો
મ્યુઝમે બાવલું ન મુંકવું કંઇ
દરખાસ્ત સામે આ બાજી થઇ

ધુન્જારો તો બળવાન થઇ ત્યાં રહયો
જ્યારે સામે તો દાદો થયો
આખેરે આપી વિરોધીને હાર
દાદાની ઝહેમતે ફળ્યો સુ સાર
પછીથી મેળવ્યું દાદાએ માન
યુનીવરસીટી ફેલોનું તે સનમાન
ભરાવી પોણા બે લાખની રકમ

માજી ગવરનર જનરલ લોર્ડ કેનીંગ ફેલોશીપ માટે

અર્ધ લાખથી પોતે આપી ન કમ
મુંબઇના હાકેમને અરજી કીધી
ઓછા રે વ્યાજની તકરાર વધી
વ્યાજનીજ ફેલોશીપ કરવી હતી
માજી ખલીફ માટે ઠરવી હતી
પાર ન પડી કાંઇ આ યોજના
તકરારે બહાલી ન આ સોચના

સીવીલ બાબદ

અધીકારે ફેરવ્યો સીવીલ કોડ
દાદાએ દેખાડયો તેના રે તોડ
પારસીને તે ફેર ન લાગુ પડે
કાયદાને પાત્ર ન તે ફેર ઠડે

૧૮૬૫ લંડન, ઇંડયન સોસાયટી

સ્થપાવ્યું મંડલ લંડનની માંહે
હીંદના સ્વાલ બાબે વિવાદ થાયે
સંભાળે મંડળ સૌ હીંદી હક
તકરાર કરવા લેવીરે તક

૧૮૬૬ એથનોલોજીકલ સોસાયટીમાં વંચાયલા નીબંધો

જોન ક્રોફર્ડ સાહેબે વાંચ્યો નીબંધ
દેશીથી ચઢતું છે અંગ્રેજી મન
તે સામે વાંચીને ટાંકયો રે હાલ
શકિતમાં દેશીએ કીધીછ મલાલ
વાંચ્યો રેસાલો બીજો જોરદાર
અંગ્રેજ હકુમતે કાયદા હઝાર
કેળવાયલા દેશીઓ સીવીલ માંહે
કાયદો આપો કે દાખેલ થાય

| | |
|---|---|
| | હીંદ દેશ નેહેરોનું કરવાને કામ |
| | દાદાએ માંગી રે સરકારી હામ |
| દાદાને પર્સ | વેલાયતની ચોઠી મુલાકાત વખત |
| | દાદાને મળ્યું મોટું માનખત |
| | હતી સાથ તેમાં નાદીર રકમ |
| | દાદાને માટે હતી જોકે કમ |
| લંડન સોસાયટી ઓવ | જતાં વાર વાંચી ગયો એક લેખ |
| આર્ટસ. મુંબઇની | હીંદ દેશ કાજે સાચવ્યો ટેક |
| હાજતો | વચનો અનેકોથી મન તર કરી |
| | હીંદની લડતોને ચાલુ ધરી |
| ૧૮૭૩ | લંડને આવ્યો ઇરાની શાહ |
| | ત્યાં તર્ત કીધી એ પુતે નિગાહ |
| | દીધું ઘડીને ત્યાં શાહાને માન |
| | જરથોરતીઓ પર થાય મહેરબાન ! |
| | **મલ્હારરાવ રાજાનો** બન્યો વજીર |
| | વજીરાત પામે આ વિદ્વાન શીર |
| | કરોડોમાં આ એક "**પહેલોજ નર**" |
| | રહયો ને રહેશે "**હીંદનોજ સર**" |
| ૧૮૭૫ | મુંબઇમાં કો ર પો રે ટ ર થ યો |
| | મ્યુનીસીપાલે તે વર્ષ એક રહયો |
| | દેખાડી તે વખતે એક એવી ભુલ |
| | વીહારના બ્યાજનું તકરારી મુળ |
| ૧૮૭૬ ઇશ્ટ ઇંડયા | દેખાડયા ને ટાંકયા હીંદ બાઇના |
| એશોશીએશનની | ચાલે કેવા હાલ ગરિબાઇના |
| મુંબઇની શાખામાં | હીંદી દુકાળ માટે કર્યો રિપોર્ટ |
| વાંચેલા નિબંધો તથા | હીંદ દેશ ભોગવે છે કેવી રે ખોટ ! |
| ૧૮૮૦ દુકાલ માટે | આ સાલે આવ્યો તે સ્વદેશ માહે |
| | દાદાની યાદી કમીશને જાય |
| ૧૮૮૨ હંટરવાલી કુળવણી | ફરીને ચુંટાયો કર આપનારથી |
| કમીશન યાદ | ત્રણ સાલ જગ્યા સાચવી હતી |

પછી હીંદ પુકારો રજુ બી કીધા
તે કાજ પગળાં જબરદસ્ત લીધા
ને પરતાવ્યું માસીક અંગ્રેજીમાં
" વોઇસ ઓફ ઇન્ડીયાની " સતતારોમા

ભગર અને
ઉદવાડયા કેશ

દોખમાને ખાતર વઢવાઢ થયો
દાદાની પાસે લવાડ તે ગયો
કીધી રે દાદાએ ચોકાશી ખાસ
સાચ અને સાચેજ કીધી તપાસ
ઘડયો તેનો સાર ખરા ન્યાય સાથ
ખરચો તો પડયો રે બન્નેને હાથ
ઉદવારેનો દાવો રદ તો ગયો
સબોરડીનેટ જડજના ધ્યાને રહયો

૧૮૮૪ લોડ
રીપનની મુલાકાત
લોર્ડ રે
ની કાઉનસીલમાં
અધીકાર

આ નેક વહાલા હાકેમ રીપનને કાજ
ફંડ ભેગું કરવાને કાઢયો અવાજ
આથી તે હાકેમે બોલાવ્યો ખાસ
ઉપકાર ઉગાર્યો **દાદાની** પાસ
રાજયમાં મેળવ્યું **દાદાએ** પદ

કાઉનસીલે, મેમબરની પામ્યો **સનદ**
સંતોષ આપયો રે આ કામનો
હુકમ જે મળ્યો, તે હાકેમનો
હતું નામ પ્યારૂ તે લોર્ડ રે નું
દેણું રહયું હીંદને નામવરનું
મુંબઈ ટાઉન કાઉનસીલે પામ્યો પદ
મેત્રીમોન્યલ કોર્ટની ઓળંગી હદ
મેળવ્યા એવા તો પદ સદ વાર
લખતાથી આવે કશો નહી પાર

પારલામેન્ટમાં
હીંદીની પહેલી
બેઠક

પારલામેન્ટમાં બેઠકને મેળવવા હોંશ
કીધીરે **દાદાએ** ભારીજ સોંસ
ને જીત્યો ખરેખર હીમ્મત કરી
હીંદ મન બુધ્ધિની કીમ્મત ધરી

હોલબર્ન શહેરની આ ચુંટણી હતી
ખરેખર આ બેઠક દીલચુસ્ત હતી.
ખુશાલી ફરી શહર શહેર ગામમાં
જેમ આથી વધ્યું રે હીંદ હાલમાં
મેળવવા પામ્યો જીયાફત ને માન
નોર્થબ્રુક કલબ તો હતી મેહમાન !
ને પ્રમુખે બેઠા હાકેમ રીપન
બીરાજ્યા હતા બહુ સુરા સજ્જન
માન પત્ર મેળવ્યું લી. ક્લબથી
વધતીજ દાદાની થઇ રે ગાત
ફરી જ્યારે હીંદમાં આવ્યો રે નર
પામ્યો તે બીજી કોનગ્રેસનું સર
જુબીલીનો જ્યારે થયો રે સગન
માનપત્ર દેવાને રહયા મગન
લઇ તે ગયો, એક પંજાબી સાથ
રાણીજીને તે દીધું હાથોહાથ
કીધા લખાણો ને વાંચ્યા વિષય
દાદીએ ફેરવી જ્યાં જાયે જય
કમીશન મળ્યું હીંદ નાણા સંબંધ
તેમાં પણ ટાંકયા ભારે નિબંધ
તરજુમા ધર્મના હયાં ત્યાં કીધા
દાદીએ સઘળાંમાં અમોજ લીધા
ઉઠી આ પ્રસંગે નવી કાંઈ જંગ
નડયો સોલસબરીને ચામડીનો રંગ
ને કાળા માણુસની ઉપમાં દીધી
ન પોતાની ચામડીની ગીણતી લીધી
આથી તો ભારે થઈ તકરાર
ન લોર્ડે મેળવ્યો, તેમાં કરાર
આથી તો દેશીઓ પામ્યા અપમાન
**દાદા તો પામ્યો અતિ બહુ માન**

બેઠક મેળવવાને નિશફળ થયો પણ મતો ખરેખર ઘણા મેળવ્યા હતાં

લીબરલ ક્લબનું માનપત્ર ૧૮૮૬

ને ખાનાખી મળ્યા હરેક વાર વાર
લૉર્ડ તો બોહયા વકકર ને બાર
ને છાપોબી અંગ્રેજી રૂઠયો બહુ
વખોડયો લૉર્ડને સઉએ બહુ!
૧૮૯૧ લંડન આરોગ્યતા શાસ્ત્રની કૉનગ્રેસ
કૉનગ્રેસે મેળવ્યો દાદાએ ભાગ
હીંદી ડેલીગેટ તરીકેનો લાગ
વળી એક સાલ બાદ ફાવ્યો ખરે
**પારલામૅન્ટે દાદા રે બેઠક ધરે**
૧૮૯૩ માં પહેલી બેઠક
ફીન્સબરી ખાતેથી ચુંટાયો તે
હીંદને ખરેખર ઝલક બહુ દે
જીત્યો તે રાજ્યમાં ભારી જગા
**“બ્રિટન ન્યાયની ઝલકી ધજા”**
અખંડ હીંદ આથી તો ખુશી રહયો
**“બ્રિટન સત ન્યાયનો”** ઝરો વહયો
હીંદે ખુશાલી અતી બહુ વધી
ખુશાલીમાં સૌ જાત સામેલ હતી
**“સર દીનસા પીતીતના”** પ્રમુખ પદ ટળે
દમામદાર મોભાંની મીટીંગ મળે
પ્રગટયો હર્ષ આ **બ્રિટન કામનો**
કીરત વધ્યો, આ નેક નામનો
આવ્યો તે સાલે, તે કૉનગ્રેસ કાજ
હીંદે ખુશાલીનો ગાજ્યો રે ગાજ
ભેગા થઇ મળ્યા ટાઉન હૉલમાં
માન પત્રો દેવાને નેક ફાલના
હતી માનપત્રોની સંખ્યા ઘણી
મેળવનારો હીંદી નઝરનો ધણી
મુંબઇ કૉરપોરેશનનું હતું એક માન
દેશ, પરદેશનો થયો • દીલજાન
વેલાત પાછો જઇ તે ન બેસી રહયો
સીવીલ પરીક્ષાનો એક તાર કહયો

કે લેવી પરીક્ષા એઉ દેશમા
લડયો, તે હીમ્મતે આ કેશમા
"**હીંદનો હરખ**" ત્યાં પ્રદીત કીધો
"**હીંદ બ્રિટન ન્યાય**" વધાવી લીધો
ચલાવી પછી હીંદ માટે લડત
ખરચ કાપવાને દેખાડી અગત
હીંદી સપુત માટે કીધી અરજ
રાજ્યમાં, તેઓને છે રે ગરજ

હીદ, રાજ વહીવટે ના કેમ હોય
કોણ ખરચમાંરે આંકોશ જોય !
એમન્ડમેન્ટ આ માટે મુકયું હતું
અસર તેની કરવા ન ચુકયું હતું
તપાસ તેની કરવાને બહાલી મળી
(મી.) ફાઉલરે ભાલી નેમ એ ભલી
બાદશાહી કમીશન માટે વચન
દીધું, કે એ કામે કરશે મથન

ફરી ચુંટણીમાં તે હારી ગયો
થોડામાં હીંદ લાભો ધારી ગયો
ખાસ જે લડતો તે એવી હતી
"હીંદની બ્રિટિશ જેવી માંગી ગતિ

રાજ્ય પતિનોજ હતો ઉદગાર
તે સાચ પર છે હીંદ કારભાર
રાણીજીથીજ તેનો મળ્યો છે હક
જેમા રહયો છે કશો નહી શક
લશકરે જોડાન તેનું રહે
"**હીંદ ને બ્રિટન કો, જુદા ન કહે**"
વખતની કદી પળ ગુમાવે નહી
ચક્ષુ તે રાખે, અહીંયા તહીં
રીદા દાદી નામો પે એવાં હતાં
અગતના મકાનો તે નામે થતાં

તસવીર બુલંદ નરની તૈયાર થઇ
ફ. ઇનસ્ટીટયુટની તે દેવાલે રહી
પડી જાત જાતે એવીજ ટેવ
માન્યો ખરેખરો લોક રક્ષી દેવ
તારીફ વેઞાયતે, થઇ પુર જોશ
હરેક નાદે વર્ષ્યો ખરેખર હોંશ
ઉજવતાં રહયાં સૌ તે "જન્મ દીન"
વીરનું હેતવંતુ કેવું યકીન
વગર સ્વાર્થ સાથે સેવા કરી
૧૯૦૬ ઇ'ડા અમેરીકન નેશનલ એસોસીએશન
જીંદગી ખરેખર હીંદને ધરી.
હીમ્મત અને ખંત એમા રે પુર
કામોની કિમ્મતે ખીલતુ રે નુર
કરોડોને ખાતેર ઝહેમત કરી
જીંદગીની ઝંઝાલે રેહેમત ધરી
હઝારો વરસમાં થયો એક નર
કરોડો થયા છે નિસાર તે ઉપર
નવાજેશ મંડળીની આવી ખરી
માનવંત પ્રમુખની ખુરશી ધરી
બાવીસમી કોનગ્રેસની બેઠક ભરાઈ
પ્રમુખપદે પાછી રે નેમનુક થઇ
ને મેળવ્યા ફરતાંજ અંગ્રેજી માન
ને ખાની ને પીનીનો ભારે દમામ
અનેક એવી મંડળીઓ રહી મહેમાન
દાદાની ઉપર ખરે કુરબાન
હીંદના કીનારા પર પડયો રે પગ
ખુશાલીમાં ગરકાવ હતું હીંદ જગ
ને બાદશાહની માફક ઉત્સવ દીધો
દેવતા સમાને વધાવી લીધો.
કલમથી લખાશે ન સૌનો હરખ
અજાયેબ રંગમાં રહયા સૌ ગરક

કુંકુંબીને મળવા વેસાવે ગયા
વાંદરાના લોકો તો હર્ષીત રહયા
ને દીધું રે માન ત્યાંની અનજુમને
દાદી તે લઇ ને નમે ને નમે
કોઇએ વધાવ્યા રે ફુલોની સાથ
વધાવવા ઝવરાતે રાખી ન બાધ
બનારસની કોનગ્રેસનું મુખડું લીધું
સ્વરાજ્યનું રણસિંગડુ કીધું
દીધોરે તે વારે એવો રે બોધ
કે "કરવી તે મેળવવા, જ્ઞાનીજ શોધ"
દીધા કહેન એવા નરમ રસીક
કે "કરવી ન ઘેલી કદી રકઝીક"
ને "એતબાર ચાહયો બ્રિટન ન્યાયપર"
અભિલાષા ફળસે ખરે સરબસર
ને તેજ દાદ ઇનસાફ દેશે ખરો
સાચી લડત માટે હીમ્મત ધરો
સદા તો કદી દુખ રહેતું નથી
ખરા શ્રમ વિના કોઇ દેતું નથી

( આખેર આશાયશ )

પ્રભુને પ્યારેજ હૈડે ધરી
તર્વાની તર્વો ને આપે ભરી
આવી ગયો વીર હયાં ને ત્યાં
કીરત તે પામી ગયો, સૌ જગા
ઉમરાવે, અદનાએ ચાહી ખરે
દુવાને આશિષ સીરે ધરે
રાજાઓને હાકેમો એ દીધો
આવકાર, માને વધાવી લીધો
રહયાં ન રંક ને રાય અંજાણ
કે "હીંદનો હતો આ એ "પ્યારોજ" જાન"

એક ન મંડળ એવું હતું
કે દાદાના માને ન મલકાઈ જતું
કીધી રંજ ભારી આ પુતે ખરી
ગયો, **સૌને આશિષ દઇને** મરી
કીમતી આ સેવાથી ફારેગ થઈ
એકાંત વસ્યો તે વરસોવા જઇ
ત્યાંથીએ દાયકાની ચક્ષુ ધરી
સુ કહેનો દીધાં ફરી ફરી
ચાહત બી મેળવ્યો સૌસે ઘણો
કુરબાન કેવાં હતાં સૌ જણો
માતાએ દીધો આ "રૂડો સપુત"
અવતારે માનવ ! પણ ! "**દેવી સપુત**"
ગતિ ઍાર રાખી, **વચન સાફ સાફ**
કામોએ દાખવ્યો તેને રે "**આબ**"
અવતાર લીધો જે માણસ ખરે
**ફીરેશતાઈ ખસલતે** કાર્યો કરે !
તેનાજ પગળે ચાલોરે તમ
હીંદે પમરસે ખુશીનોજ દમ
કીધા રાજ મંડળ અને શહેર કાજ
કામો રે વાજે ને ગાજે છે આજ
**ખુશામતની તેને ન ખાહેશ હતી**
કામોની "**સત્યેજ બાયેશ**" હતી
ગયો તો ગયો રે, ખરા દીલ સાથ
બીંડીથી સત્યે બધે બધ બાથ
બચપણુથી સાદો ને સાદો રહયો
પણ હીંદ મુખ પર તે દાદો થયો
વસીલો તો ભારી ભલો લાગવગ
**દાનાવ શત્રુથી** રહયો અડગ
પામ્યો વડા ને વડીલોથી શાન
પામ્યો, તે "**બ્રિટિશ વજીરોનું**" માન

હીંદી દીશાઓ લીયે પ્યારૂ નામ
જાણ્યું ને જાણે છે "દાદાનું હામ"
આ અવની ઉપર તે બદન તો નથી
ભલા રૂહની રહેશે "મતિની ગતી"
દેશ સાથ પરદેશ યોગી ગણે
ફીદા થઈ દાદાને સૌ કો નમે
એલ. લ. ડી.ની ડીગ્રી મેળવી વળી
સાથે "વેલીંગ્ટનની" દુવા ભલી
આ વ્હાલા રે લોર્ડની હાજરીની માહે
દાદાસે રૈયત અતી ખુશ થાય
આ ઉમરાવ જાદાએ હર્ષનીજ સાથ
મિત્રની પ્રિતીયે બાંધ્યો રે ગાંઠ
ને ડીગ્રી એનાયત કરી ખુશ ખુશાલ
ગાઇ આ દાદાનો કીર્તિ મલાલ
વડીલ, આ પિતા માટે ચાહો રે આજ
પામી રહે "રૂહ" "સ્વર્ગનોજ સાજ"
તે દીદાર જોશો ન ક્યાંયે ફરો
હેડ તેના મહાન કાર્યો ધરો
પમડાત દેવો "ભલા યારને"
સુખો મળે "નેક શહેરયારને"
ગયો, આજ છે, "અહુર દરબારમાં"
યાદી રહે આ જગત બારમાં
અહુરા તુને સુખ દીયે ખરૂં
"મીનાઈ મઠનો" દીન થયો સરૂ !



તૈયાર થાય છે

# મોહન માહાલ

યા

# સંસાર કે સ્વપ્ન સિંગાર,

( પારસી સંસારી વાર્તા )



## સંજાનનું સરજત

કવિતા અને સંગિત સાથે

તથા

સંગિતની શાસ્ત્ર નોટેશન યાને વાજીંત્ર ગાઇડ.

કર્તા—" હુરમોસ."

આરટીસ્ટ, ડોન સ્તુડયો.

ગોવાલ્યા તલાવ, મુંબાઇ.

## " ગોળવાલા ફોર્ટ ટયુશન કલાસ "

## અને " ફોર્ટ મૉડલ સ્કુલ ' વિષે

કોમ હિતકારી " જામે-જમશેદ " અને મુંબઇની સેંટ ઝેવ્યર્સ કોલેજના માનવંત પ્રીનસીપલ રેવરંડ ફાધર એ. ગુડીયર એસ. જે. ના મતો :—

I had the pleasure of visiting **Mr. Golwalla's "Fort Tuition Class"** and was much struck with the evident interest taken by the pupils in their work, a fact which is eloquent in favour of the instruction that is given them... Good work is done here and care is given to each individual pupil.

(Sd.) **A. Goodier,**

**Principal, St. Xavier's College.**

Sept. 1st 1915.

" ઇંગ્રેજી ભાષાથી બેનસીબ રહેલાં બાનુંઓ માટે ટુંક વખતમાં ઘરગતુ ઇંગ્રેજી શીખવાના કલાસો છે, જ્યાં મલાહજા અંદાજા સાથે અનુભવી સ્ત્રી શીક્ષકો ગ્રેડયુએટો અંડર ગ્રેડયુએટો મારફતે ઘણું ઘણું સંગીન શીક્ષણ આપવામાં આવે છે."—**જામે જમશેદ,** તા૦-૮-૧-૧૭.

# Exhibition of Indian Production held at Town Hall—26 November 1917.

## હીંદી હુન્નરમંદીની અચ્છી પિછાણ

## ઘર સંસારને લગતી ચીજોમાં

## ૧૯૧૭ ના ટાઉન હોલમા હીંદી પેદાયસના

## પ્રદરશનમાં મળેલા ત્રણ ચાંદા

## —એક સીલવર—બે બ્રોનઝ—

પૈસા ખરચી ખરી કીમ્મતના કામ સાથ ખરી કારીગરી મેળવવાનું કુશળ ધામ. ફરનીચર, ગ્લાસ, સ્ટેશનરી, ને લગતી ચીજો ઘર, ઓફીસ તથા મકાનોને માફક આવતું દરે ડીઝાઇનનું ફરનીચર. એકજ ત્રાયલ ઓરડરથી અમારી સફાઇ તથા ઉંચી કારીગરી સાબેત કરીશું.

મોલેક—ફરામરોઝ એન્ડ સન્સ.

ગોવાલ્યા ટેન્ક રોડ,

મુંબઇ.

# "ડાન ફોટોગ્રાફીક સ્ટુડીઓ."

## ફોટોગ્રાફીક આર્ટનો નાદર હુન્નર કરી બતાવતું ઉંચું ખાતું.

આજ "નવ વર્ષ" થયા સ્થાપાયલા, ગોવાલીયા તલાવ ઉપર આવેલા "ડાન" સ્ટુડીઓમાં, ફોટોગ્રાફીક કામ ઘણીજ સફાઇથી કરવામાં આવે છે તેમજ ખાસ "**આરજેનતો તાઇપ**" પ્રિનતીંગ પ્રોસેસથી પીકચરો છાપવામાં આવે છે.

ફોટોગ્રાફીક હુન્નર સમજદાર, તેમજ બીન અનુભવીઓને, દરેક સલાહ અતિ નમનતાઈ સાથ પુરી પાડવામાં આવે છેt અને આવશે. નાની, જુની સબીઓ ઉપરથી ઘણાજ Brigh **એનલાર્જમેન્ટો** કરી આપવામાં ખાસ ધ્યાન આપવામાં આવેછે.

ઉપરાંત પીકચરોને અનુસરતી **ફ્રેમો** બનાવવા તરેહવાર જાતની **ઓકની ફ્રેમો તૈયાર છે.** એક પોસ્ટ કાર્ડ મલવાથા ઘર બેઠા **ફ્રેમના નમુના** મોકલી ફ્રેમના ઓરડર લેવા તૈયાર રહીશું.

હમારે ત્યાં "**હારમોન્યમ**" બનાવવામાં આવે છે, જે હીંદી રૂતુને અનુસરતા તેમજ **મધુર અવાજના** ખાસ તૈયાર કરવામાં આવે છે.

જૂના **હારમોન્યમને** રીપેર કરવાનું કામ ઘણુજ કીફાયત ભાવે તેમજ ખાત્રીદાર માલ મસાલો વાપરી બનાવ્યે છીયે.

"ડાન" **સ્ટુડીઓના** હુન્નરની **ચિત્રમાળા** જોવાની ટક ગુમાવશો નહી.

હારમોન્યમ, તથા પીઆનો કમીશનથી વેચાવી આપીશું.

"ડાન"

**ફોટોગ્રાફીક સ્ટુડીઓ,**

ગોવાલીયા ટેન્ક—**મુંબઇ.**

**જાપાનીસ હુન્નરનું**

**મુંબઈનું જાણીતું લોકપ્રિય ધામ.**

એરીસ્ટોક્રેટીક અને ફેશનના શોખીનો

માટે

મોહક અને મનોહરતાનો મહાલ

સુંદર વેરાયટીઓ

અને

નાદર સીલેકશન

ભાવ

કીફાયત

**કોટ—એશા કુંપની—હોરનબી રોડ.**

આખી

દુન્યામાં

લાયક રીતે વખણાયલું

હુન્નર અને કળા

સીફાઇ સાથ એકટાક

નાદર નવાઇ

નો

જંગી જમેલો.

ગ્રેશ અને ગેટઅપ

ફેશનની ફેનસી

ભેટની

હઝારો નવાઇઓ.

સઘળી

બાબદોમાં સગવડ—

તવંગર અને ગરીબને પેશ

આવતું

જુદા જુદા શોખને બરનું

નમુનેદાર સ્થળ.

ખાતરી અને સચ્ચાઇ

અમારી

ખાહેશ અને નેમ છે.

હુન્નર સાથ-સુંદરતા-સફાઇ અને સસતા ભાવ સાથનું

**જાપાનીઝ બજાર—**

**એશા કુંપની,**

હોરનબી રોડ,-કોટ, **મુંબઇ.**

# કર્તાનાં બીજાં પુસ્તકો.

**"મિનોઇ મઝાહ"**-(પાક અષો જરથુસ્ત્ર તથા અહુરા મજદાની ભક્તિભાવના ગાયનો નોટેશન સાથે) કીમત આના

**"મધુરિકા"**-(યાને સુબોધ સંગિતની રંગીત રચના તરજુમા સાથે) કીમત આના ૧

**"કુયાની કિર્તન"**- કીમત આના

**"સગન સંગિત"**-(નવજોત, લગનના સર્વ સગન, વરસ ગાંઠ, તથા સુભ પ્રસંગના ગાયનો)-નોટેશન સાથે-કીમત

**"રેહબરે રોશની"**-(અષો જરથુસ્ત્રનું જન્મ વૃત્તાંત, બેત તથા સંગિત-નોટેશન સાથે) કીમત આના ૮

**"દાદારનું દાસ્તાન"** ... ... કીમત આના ૨

**"ભાવિક ભક્ત"** ... ... ... કીમત આના ૮

**"મધુરિકા"** ના થોડાંક ગાયનોની નોટેશનો **"સગન સંગિત"** તથા **"રેહબરે રોશની"** માંથી મલશે.

તયાર થાય છે.

**"મોહન મહાલ"** યાને **"સંસાર કે સ્વપ્ન સિંગાર"** અને **"સંજાણનું સરજન."**

**"નસીબનો નાઝ"** (કપડાંની બાઇન્ડીંગ) રૂ. ૨

" (કાગલની ,, ) રૂ. ૧

**ચોપડીઓ મેળવવાનું ઠેકાણું**:—"ડોન" ફોટોગ્રાફી સ્ટુડયો, ગોવાલ્યા ટેંક રોડ, **મુંબાઇ**, તથા

મેસર્સ જહાંગીર કરાણીના છોકરાઓ, મીo મુકાદમ, ત્રીપાઠી, ડી. લક્ષમીદાસ બુકસેલરો તથા નશરવાનજી નાના ધોબીતલાવ, તથા ઇન્ડીયન બુક ડીપો, મેડો સ્ટ્રીટ, **મુંબઇ.**